


तत्सत् ॥

# પુષ્પ-પરિમલ ઉર્ફે પ્રેમની પ્રતિમા

નાટકનો સંક્ષિપ્ત સાર
અને ગાયના.

શ્રી ભારત ગુજરાતી એસોશીએશન માટે

રચનાર,

દેવદત્ત ઠાકોરદાસ તારકસ.

સને ૧૯૧૭ ] [ પ્રત ૫૦૦.

કીંમત ત્રણ આના.

# [illegible]ના બે બોલ !

——:૦:——

સ્વર્ગસ્થ સર ફિરોજશાહ મ્હેતાનું સ્મરણ ચીરસ્થાયી રહેવા માટે ઉભા થએલા ફંડમાં સહાય કરવા, "ધી ભારત ગુજરાતી એસોશીએશને" મારી પાસે લખાવેલો પ્રયોગ "**વિદ્યા વિનોદ અથવા પાપનું પ્રાયશ્ચિત**" આસરે એક વર્ષ અગાઉ મિ. બાલીવાલા ગ્રાંડ થીએટરમાં આ એસોશીએશનના કેટલાક આબરૂદાર કેલવાયલા વિદ્યાર્થિઓએ ભજવ્યો હતો. મ્હારિ તે કૃતિને તે વખતે મોટે અંશે કહો કે–સારો સત્કાર મળ્યો હતો, અને તેથી મજકુર "ધી ભારત ગુજરાતી એસોશીએશને" મને કોઇ બીજો પ્રયોગ રચવાની ફરમાસ કરી. મારા પહેલા પ્રયોગ "વિદ્યા વિનોદ" માં મળેલી સફળતા અને તેથી ઉત્પન્ન થએલો સ્વવિશ્વાસ (Self Confidence) એજ આજના પ્રયોગ "**પુષ્પ–પરિમલ અથવા પ્રેમની પ્રતિમા**" નો પ્રોત્સાહક ગણી શકાશે.

મેં આગલ કહ્યું છે તેમ નાટ્યકળા આ દેશમાં હજી અંધારામાં છે. કાંઈ પણ આંચકો ખાધા વગર કહેવું પડે છે કે આ દેશમાં ભજવાતા નાટકો દેશને ઉન્નત દિશામાં લઈ જવા કરતાં તેને અધોગતિમાં વધારે ને વધારે ધકકેલતાં જાય છે. પ્રજાની શારિરિક, માનસિક કે આધ્યાત્મિક એમાંની કોઈપણ ઉન્નતીમાં ગુજરાતી રંગભુમી ભાગ આપે છે એવી આશા તેના તરફથી રાખવી એ તે હાલની સ્થીતિ જોતાં ઉદ્દેશોથી દૂર લાગે છે. જ્યાં સુધી દેશનો કેલવાયલો વર્ગ, જે જોઈ શકે છે, સમજી શકે છે કે

નાટયકળાથી પાશ્ચિમાત્ય પ્રજા જે Political રાજકિય, Social સામાજીક, ઉન્નતી કરી શકી છે તે આ દિશામાં તન મન ધનથી પ્રવૃત્તીમાન થઈ "રસ" એ મહાન શબ્દના નામ સાથે ચેડાં કાઢતાં, પ્રયોગોનો પ્રતિકાર કરવા પ્રેરાય નહિ ત્યાં સુધીના બધા પ્રયાસો નિરર્થક છે; છતાં આશા અમર છે.

આધુનિક સ્થીતિ જોતાં એક તરફ આ દેશનો કંઈક મોટો ભાગ અંધ પરંપરાથી જુના જમાનાના પ્રયોગો તરફ આકર્ષાય છે તો બીજી તરફ અધુરિ પાશ્ચિમાત્ય કેલવણી લેઈ બ્હેકાતા કેટલાક અવિચારી ભેજાંઓને જુનામાંથી કાંઇજ સારૂં જડતું નથી અને અર્થ વગરના કુભાંડો તેઓ જગાડે છે. આમાંના પહેલા ભાગને દેશની ઉન્નતીમાં અડચણકારક ગણવા કરતાં બીજા ભાગનું અવિચારી, ઉચ્છૃંખલ વર્તન અને તેને લઈને પહેલા ભાગને બીજા ભાગની બુદ્ધિ અને શકિત તરફ ઉત્પન્ન થતો તિરસ્કાર તથા અવિશ્વાસ અને તેને લીધે "પોતાનુંજ ખરૂં છે" એવી પહેલા વર્ગમાં પ્રવેશ પામતી હઠ (obstinacy) અને એથી થતી ખેંચતાણથી આ દેશ નાટયકળામાં તો શું પણ બીજી કોઈ રીતે ઝાઝો આગળ વધી શકતો નથી. સારી સમજવાળા કેળવાયલા ગ્રહસ્થો ઇતર પ્રવૃત્તિઓ અને રોકાણને લીધે કાર્ય કરી શકતા નથી. અધુરા ઘડાઓ છલકાય છે અને જુનાઓથી નિંદાય છે. આ પ્રસંગે સદ્ગત્ સાક્ષર શિરોમણિ શ્રીયુત્ ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચંદ્રના મોઢામાં મુકેલું નિચેનું અંગ્રેજી કથન મને બહુજ બંધબેસતું લાગે છે:-

"No doubt, we of the new generation have done nothing to deserve the confidence

of our uneducated Countrymen. We are only echoing voices that have come from the West!— 'Tis a foreign voice reflected by our hollow-vaulted brains, and those, that perceive it, refuse to be led by it. We have never even as much as attempted to find out the wisdom of our ancestors and yet we have condemned them unheard; and if somewhere we have dubbed that wisdom with the name of folly, no where have we tried to recognise that wisdom. I think there is more common sense and sounder patriotism in the stubborn and wholesale refusal, by our masses, to consider or even hear and endure the latest fantasies of their reduced boys. When we shall have studied that ancient wisdom and considered both sides, the people will hear us, follow us, and even accept our theories of the follies of our best ancestors. We shall then have deserved the confidence of the people."

અનેક મુશ્કેલીઓ છતાં પણ "ધિ ભારત ગુજરાતિ એસોશીએશને" આ પ્રયોગ રંગભુમીપર રજુ કરવા પ્રયાસ કર્યો છે

તે સ્તુત્ય છે, અને તેને માટે હું આ એસોસીએશનનો અંતઃકરણ-પૂર્વક આભાર માનું છું. અને મજકુર એસોશીએશને મને મારા પ્રયાસમાં ફળીભુત કરવા જે સહાયતા કરી આપી મારિ કદર કરી છે તે, તે સંસ્થાના મારી તરફના ઔદાર્યનેજ આભારી છે, એમ મારૂં માનવું છે. મેં મારા આગલા પ્રયોગની ભુમિકામાં કહ્યું છે તેમ દરેક કાર્યની પરિપૂર્ણતા તેને માટે કરવામાં આવતા બધા પ્રયત્નો છતાંએ પ્રભુકૃપાને અવલંબીને રહેલી છે; તો તે પરમ કૃપાળુ પરમેશ્વરની મારા પરની અને આ રંક ભારત દેશ પરની દયા ચાલુ રાખવા શ્રીમાન્ રાજયયોગી ભર્તૃહરિના

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥

આ શ્લોક પ્રમાણે પ્રભુચરણમાં વંદી વિરમું છું.

કાલકાદેવી રોડ.
ઝવેરબાગ-મુંબઈ.

દેવદત્ત.

———:o:———

# ભૂમિકા.



**અમારો બીજો પ્રસંગ.**

ગત્ વર્ષે મળેલ કાંઇક પ્રોત્સાહનઃ તેમજ સામાજીક સેવાનઃ સુલ્લભ માર્ગોની સરળતાઃ—આ ઉભય કારણોને લઈ, આ ભારત ગુજરાતી એસોશીએશનની દ્વિતિય નાટય-કૃતિ "પુષ્પ-પરિમલ અથવા પ્રેમ-પ્રતિમા" ના રૂપમાં શ્રીમાન્ વર્ગો સમક્ષ ઉપસ્થિત્ થાય છે. આશા છે કે, યોગ્યતા પ્રમાણે તેનો સત્કાર થશેજ.

**અમારો દ્વિતિય નાટક.**

ગત વર્ષે આ એસોશીએશને પાશ્ચિમાત્ય મહાન્ કથાકાર સર વૉલ્ટર સ્કૉટકૃત ખંડકાવ્ય "Marmion" પરથી ઉપજાવેલ "વિદ્યા-વિનોદ" એ નામક કૃતિ ભજવી હતી. એ ગત્ કૃતિમાં વસ્તુ (Plot) તેમજ પાત્રો (Characters). આધુનિક ભજવાતાં નાટકોને પગલે અનુસરવા જતાં કાંઈક આડા રૂપમાં ચિતરવાં પડયાં હતાં. આ દ્વિતિય પ્રસંગે—એવી કાંઈક ભૂલોના અવલોકનથી તેજ કાવ્યની વસ્તુ લઈ પાત્રોને જેટલાં બની શકે એટલાં પૂર્ણ અંશે ચિતરવા પ્રયત્ન કર્યો છે. એ કાવ્યના મુખ્ય ચાર પાત્રો વીર-કાન્ત (Marmion), પરિમલ (De Wilton), મધુરિમતિ ( Constance ) અને પુષ્પ-લતા ( De-Clare ) એમને કાવ્યના રૂપમાં પ્રત્યક્ષ ચિત્રો રજુ કરવા પ્રયત્ન થયો છે.

તે કેટલા અંશે થયો છે, એનો ન્યાય તો અમે વિદ્વવર્ગોનેજ

**સોંપીએ છીએ.** આમ કરતાં એમાં "જયમલ" એ નવિન પાત્રને દાખલ કરવું પડયું છે; પણ તેનું કારણ, એ કાવ્યની પાશ્ચિમાત્યોની તે સમયની, ધર્મ-સત્તાધારીઓની શાસન કરવાની પદ્ધતિ, આપણા આ દેશમાં પ્રચલિત્ ન હોવાને લઈને, તેમજ એવા પ્રસંગને અભાવે તેવીજ પદ્ધતિ, આ કૃતિમાં દાખલ કરવાની યોગ્ય ન લાગવાથી-ચિતરવું પડયું છે. જેમ કરવા જતાં 'મધુરિમતિ'નું ચીત્ર હૃદયંગમને બદલે જરા કઠીન્ હૃદયનું ચિતરવું પડયું છે, જે માટે તેમજ એવી અન્ય ભૂલો આ ઉપરાંત, માલુમ પડે તો આ બાલકોને તેને માટે ક્ષમાપાત્ર કરવાની નમ્ર યાચના છે.

**આધુનિક નાટકોનું દિગ્દર્શન.**

"નાટક એ દુનિયાનું દર્પણ છે" એ એક અનુભવી લેખકના વાક્યને સિદ્ધાંતરૂપે લઈએ તો આધુનિક ભજવાતાં નાટકો, તે માર્ગને કેટલે અંશે અનુસરી શકે છે; આ બાબતનો વિચાર કરતાં, આધુનિક નાટકોમાં વસ્તુ (Plot), પાત્રો ( Characters ), અભિનય ( Acting ) અને સંગીત્ ( Music ):-નાટકના આ ચાર પ્રાધાન્યતઃ તત્વો અપૂર્ણ અને અસંબદ્ધ હોય, એમ કહી શકાય. કેમકે એક સારાં નાટકમાં નીચે પ્રમાણે પ્રાધાન્યતઃ તત્વો તરવાં જોઈએ:—(૧) **વસ્તુ-સંકળના:**-સામાન્ય પણ ઉત્તમ, દિવ્ય અને અસરકારક કોઈ ઉદ્દેશમયી હોવી જોઈએ. (૨) **પાત્રો:**-ઉચ્ચ પવિત્રતા, શુદ્ધ નિતિભાવ અને જગતના અટપટા પ્રસંગોમાં કેમ વર્તવું:- એ નિયમ શીખવતાં ઉદાહરણરૂપ થતાં હોવાં જોઈએ. (૩) **અભિનય:**-મર્યાદાવાળું અને પ્રાસંગિક હોવું જોઈએ. (૪) **સંગિત:**-તાલ-સુરવાળું, રસમયી અને ઉચ્ચ સાત્વિક ભાવનાઓ ભર્યું હોવું જોઈએ. આ તત્વોને

બદલે આધુનિક નાટકોનું દિગ્દર્શન કરતાં મુખ્યત: નીચે પ્રમાણે દૃષ્ટિએ પડે છે:—(૧) **વસ્તુ-સંકળના:**-ઉદ્દેશમયી હોવા છતાં તેમાં અસંબદ્ધતા અને કૃત્રિમ અશ્લીલતા તરે છે. (૨) **પાત્રો:**-ઉચ્ચ છતાં કેટલીક વખત પલટાતાં અને જગતની રંગભૂમિપર ઘણી વખત વૈચિત્ર્યતા બતાવતાં હોય છે. (૩) **અભિનય:**-પ્રાસંગિક હાવભાવને બદલે અધમ શૃંગારને યોગ્ય અને ચોથા કલાસને રમાડનારૂં. (૪) **સંગિત:**-તાલ, સુર, માત્રાઓથી દુષિત્, રસ વગરનું અને ઉચ્ચતમ્ સાત્વિક ભાવનાઓથી દુર. અલબત, આ ખામીઓ બધા નાટકોમાં દેખાય છે એમ તો નહીંજ કહી શકાય: પણ પ્રાધાન્યપણે આ તત્વો તરે છે એમ પણ કહ્યા વગર રહી શકાતું નથી; કેમકે આ તત્વોજ, નાટય-કળાના 'સમાજમાં ઉચ્ચ ભાવના જાગૃત કરી તેમના જીવન માર્ગો અધિકત: સરળ કરવાના' અપૂર્ણ અંશોને પૂર્ણ કરવાને બદલે, જનસમાજમાં પ્રેમની વિકારી ભાવના જાગૃત કરી ઉચ્ચતમ્ શૃંગારને બદલે અધમ નિતિ-શૃંગાર વિશેષત: ઉત્પન્ન કરે છે. આવી કનિષ્ઠ ભાવનાઓ, ઘણી વખત નાટકોમાં ઉચ્ચ ભાવનાઓ હોવા છતાં જનસમાજપર તેની થતી દિવ્ય અસરને અટકાવે છે; અને નાટકરૂપિ દર્પણમાં પોતાનો પ્રત્યાકાર નિહાળતી સમાજ, તે આકારના ખરા રૂપને ગૃહણ કરવાને બદલે મોહમાં દોરાઈ અન્ય માર્ગે વળે છે, અને તેથીજ દુનિયાને દર્પણ દેખડાવતો નાટક અને તેનું ખરૂં રહસ્ય સમાજને શીખડાવનાર નાટય-કળા, અધુરી અધુરી ભાસે છે. આવા કાંઈક દોષો હાલમાં વિદ્વવર્યોથી લખાતાં કાંઈક નાટકોમાં કેટલેક અંશે દુર થતાં દેખાય છે એ બીના આનંદજનક છે. આવા દોષો પૂર્ણ રૂપમાં આલેખવાનો અહીંઆ પ્રયત્ન નથી; પણ તે સાથે આ કળા, પોતાના પૂર્ણ અંશમાં ખીલે એ ઉદ્દેશને

અંગે આ વિષય હાલના વિદ્વવર્યોમાં વધુ ચર્ચાય અને તે વ્યવહારીક રીતે ખીલતી રહે એજ આ બાલકોનો નમ્ર ઉદ્દેશ, આ લખવાનો છે.

**અમારી મુશ્કેલીઓ.**

આધુનિક નાટય-કળા કેટલી પછાત્ છે, તેનો જ્વલંત્ ઉદાહરણ એજ આપી શકાય કે; નાટય-કળાને ખીલવવાના સુર્લ્લભ લાભો, ઉચ્ચ, દીર્ધદર્શી અને સમાજને ફાયદાકારક હોવા છતાં, નાટક કંપનીઓ ઉત્પન્ન કરવી એ ધંધો એક અધમ પંકિતનો ગણાય છે. આ એસોશીએશનને પણ તેવી કાંઈક મુશ્કેલીઓ નડી છે; કેમકે પ્રથમતઃ જ્યારે આ કાર્ય ઉપાડયું ત્યારે સમાજમાં તેને માટે એવું બોલાતું હતું અને હજી પણ બોલાય છે કે "છોકરાંઓ નાટકનો ધંધો માંડી કમાણી કરવા બેઠા છે" અલબતા, આવાં લાંબા વિચાર વગરના વાકય-પ્રહારોએ, અમને કેટલાંક કાર્યોમાં આગળ વધવાને અટકાયત્ કરી છે; પણ તે સાથેજ આવાં ઢંગધડા વગરના અસ્પષ્ટ અભિપ્રાયની સામે થવાં અને "માર્ગ ઉત્તમ હોય તો ન છોડવો" એ સિધ્ધાંત અમારાં હૃદયપર તરાવી અમને નિશ્ચલ દ્રઢતા શીખવી છે. આ એસોશીએશનનો આ બીજો નાટક બહાર પડે છે, તે અમારાંમાં ઉત્પન્ન થયેલી ઉભય દ્રઢતાને અંગેજ છે. "નાટક, એ જગતની રંગભૂમિપર ભજવાતાં પ્રસંગોનું એક તાદ્રસ્ય ચિત્ર સમાજની સામે ધરી-સમાજમાં અત્યુત્તમ ઉચ્ચ ભાવનાઓ જાગૃત કરી-સમાજને સુધારવાનો જે નમ્ર પ્રયત્ન કરે છે" એ ઉદ્દેશને વળગી રહી-આ એસોશીએશને તે કાર્ય ઉપાડવાં હામ ભીડી છે અને ભવિષ્યમાં પણ ભીડશે એવી આશા છે; આટલું છતાં તેવાં કાર્યમાં આડખીલીરૂપ

આવતાં, ઉપરના ઉદ્દેશને ઉપર ટપકેથી જોનાર, જો કદી ઢંગધડા વગરનો અભિપ્રાય આપી, નાટ્ય-કળાને ઉતારી નાંખવા પ્રયત્ન કરે તો-તેવાં અભિપ્રાયની સામે ન થતાં, તે ઉચ્ચ ઉદ્દેશો સ્મરણમાં રાખી-એવાં અભિપ્રાય આપનારાંઓને લાંબો વિચાર કરવાની ટેવનો દાખલો આપતાં-તેમની સાથે સંપથી, સલાહથી, હાથોહાથ મેળવી-તેમની ભૂલોપર દુર્લક્ષ આપતાં ભવિષ્યની શુભ આશાઓ માટે યત્નશીળ રહી કાર્ય કર્યા જવું-એ તેમજ હાલની રંગભૂમિની સ્થિતિની સુધારણા અંગે કાંઇકપણ જનસમાજની સેવા થઈ શકે;-આવાં મુખ્ય ઉદ્દેશોનેજ સ્મરણમાં રાખી આ માર્ગથી અજ્ઞાત છતાં પ્રજ્ઞ બાળકો, આ "પુષ્પ-પરિમલ" રૂપી નાટક, જનસમાજ પાસે સાદર કરે છે. અને તેનો યોગ્યત: સત્કાર, એજ આ બાળકોની જનસમાજ પાસે નમ્ર ભિક્ષા છે.

**અમારી ખામીઓ અને ભાવી-આશાઓ.**

આ નાટકમાં ખામીઓ છેજ; કેમ કે જે ઉદ્દેશોથી અમારી એસોશીએશન કાર્ય કરે છે, તેમજ નાટ્ય-કળાના ઉદ્દેશો માટે જે હું ઉપર લખી ગયો છું, તે ઉદ્દેશોને સ્મરણમાં લેતાં-આ કૃતિ ઘણી અપૂર્ણ લાગશે. તેવી પૂર્ણતાને પામવાં "નાટકો-અને તે કેવાં લખવાં જોઈએ? નાટ્યકળા અને તેને કેમ ખીલવવી જોઈએ?" આવાં પુસ્તકોનો આપણા સાહિત્યમાં અભાવને અંગે અમારા માર્ગો સરળને બદલે જરાં વધુ ગુંચવાડનારા થયા છે, અને જે માટે આ બાલકો સમાજના વિદ્વવર્યોને-આવાં નાટ્યકળાને ખીલવવાના માર્ગો સુચવતાં આવશ્યક પુસ્તકો લખી બાહેર પાડવાં-સપ્રેમ નમ્ર યાચના કરે છે-અને જો અમારી આ વાગ્છનાને વિદ્વવર્યો સફળ કરવાં

૬૮-૭૫



પ્રયત્ન કરશે તેમજ તે મહાન કૃપાળુની અમારાં પર સતત્ કૃપાદ્રષ્ટિ રહેશે-તેમજ સમાજના નેતાઓ અને બંધુઓ અમારાં કાર્ય પર સ્નેહાળ દ્રષ્ટિએ જોશે-તો ભવિષ્યમાં અમે કાંઇક વિશેષત: ઉત્તમ કાર્ય કરવાની આશા રાખીએ છીએ. "તે પરમ કૃપાળુ પરમાત્મા! અમને અમારાં કાર્ય સફળ કરવાંને સરળતા આપો!" એજ અમારી તેની કને નમ્ર યાચના.

**ઉપકાર.** અંતમાં, આ નાટકના લેખક મી. દેવદત્ત, પ્રહસન (Comic)-ના લખનાર મી. છોટાલાલ ખખ્ખર (ધનચક્કર) તેમજ સંગીત માસ્તર મી. વિશ્વનાથ, ઑ. સેક્રેટરી મી. બાબુભાઈ ખાટા, ઉપપ્રમુખ મી. છોટાલાલ કોઠારી, મી. દુર્ગાપ્રસાદ દવે તથા મી. મણીલાલ પટેલ તેમજ અન્ય બન્ધુવર્યો, જેમને આ નાટકને સાફલ્ય કરવાં પોતાની ફરજોને અંગે પોતાના તન-મન-ધનથી સહાય કરી છે, તે સર્વેનો આ એસોશીએશન-ઘણોજ ઉપકાર માને છે અને ભવિષ્યમાં તેઓ આજ પ્રમાણે આ એસોશીએશનના કાર્યને વધુ મદદ કરતાં રહે એજ આશામાં રાચતો અને અત્રજ વિરમતો-

બાળક,

કાલબાદેવી રોડ,<br>ઝવેરબાગ, મુંબઇ,<br>તા. ૨૭-૨-૧૭.

**માણેકલાલ નરોતમદાસ દમણીઆ,**<br>પ્રમુખ-વ્યવસ્થાપક કમીટી,<br>ભારત ગુજરાતી એસોશીએશન.

———:o:———

॥ ॐ तत्सत् ॥

# પુષ્પ–પરિમલ.

## નાટકનું વસ્તુ–વિવેચન.



## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો—ગુર્જર-પ્રદેશ. નર્મદા તટઃ—**

પ્રારંભે આ અશાન્ત જગતમાં શાન્તિ સ્થાપવા યોગિરાજ ધર્મદેવનું ઈશ્વર સ્તવન. ધર્મદેવનું જવું. અને નર્મદા પ્રદેશના ગિરિના આન્તર-ભાગમાં અર્ધ-સુષુપ્તિમાં નિંદ્રાવશ. ગુર્જરીદેવીનું દ્રશ્યમાન થવું. બાદ આકાશ માર્ગેથી રજનીદેવીનું આગમન અને ગુર્જરીદેવીની અવદશાપર આન્તરિક્ ઉદ્દ્ગારો. નેપથ્યમાં ગુર્જર–પુત્રોનો ઘોષ. રજનીદેવીનું પ્રસ્થાન. ગુર્જર–પુત્રો સેવક, કર્તવ્ય, પ્રેમ અને સંપ એ ચારનું આવવું–ગુર્જરીદેવીની સેવા કરવી. ગુર્જરીદેવીનું કલ્પાન્ત અને ભાવિ–આશાના આશિર્વાદ.

**પ્ર. ૨ જો–સાધ્વ આશ્રમઃ—**પ્રેમવિરહીણી મધુરિના આન્તરિક્ ઉદ્દ્ગારો. મઠની અધિષ્ઠાત્રી દેવી યોગીનિનું આગમન અને વીરકાન્તની મોહજાળમાં ફસાયેલી મધુરિને લગ્ન બાબત યોગ્ય આદેશ. યોગિનીનું જવું અને યોગિનીની દલીલોપર મધુરિના ડોલતા વિચારો. વીરકાન્તનું આગમન અને બન્ને વચ્ચે

પ્રણય-ચેષ્ટા. મધુરિનું વીરકાન્ત સાથે પ્રયાણ. યોગિનીનું આગમન અને ટેબ્લો.

**પ્ર. ૩જો—હાસ્ય વિષય:**—૨૫ુચક્કર કલબના મેમ્બરો મી. શીવજી તથા વામનરાવની હાસ્ય ભરેલી વાતચીત. બાદ લવજી લવન્ડરનું આવવું-અને પોતે એક સારો એમેચ્યોર એકટર હોવાના વિચારથી દોસ્તોને પોતાની હોશીઆરી બતાવવા સ્રીવેશ પહેરવા જવું. પાછળથી ફુલપાડાના અર્ધીણી નવાબ પાનપટ્ટીખાનનું પોતાના હુજુરી દગડુ સાથે આવવું. અને શીવજી તથા વામનરાવ સાથે પોતાની મુસાફરીની મુર્ખતા ભરેલી વાતચીત. બાદ લવજી લવન્ડરની સ્રી વેશમાં-મીસ પ્રમીલા તરીકે નવાબ સાથે ઓળખાણ. નવાબની અંધ દ્રષ્ટિ અને મીસ પ્રમીલાપર લટુ બનવું. લવજીનું નવાબને હાથતાળી આપી ઉડાવવું.

**પ્ર. ૪થો—પુષ્પોદ્યાન:**—પુષ્પલત્તા પ્રેમાવસ્થામાં. પરિમલનું આગમન અને નિર્દોષ શૃંગાર. પરિમલનું જવું. વીરકાન્તનું આવવું. પુષ્પલતાપર મોહ-પુષ્પલતાને યોગ્ય ઉપદેશ.

**પ્ર. ૫મો—વીરકાન્તનો મહાલય:**—વીરકાન્ત પુષ્પલતાના રૂપપર મોહીત્ હોવાથી તેને મેળવવાના વીચારમાં. મધુરિનું આગમન. વીરકાન્તનું મધુરિને ભોળવવું અને પરિમલ સામે રાજ્યદ્રોહનો ખોટો આરોપ ઉભો કરવા મધુરિના હાથેજ બનાવટી કાગળો લખાવવા અને ખુશી થતાં દરબાર પ્રતિ જવું.

**પ્ર. ૬ઠો—કનકપુરનો રાજ્ય-દરબાર:**—સેનાપતિ વીરકાન્તે બનાવટી કાગળો રજુ કરી પરિમલપર રાજ્યદ્રોહનો આરોપ

મુકવો. નિર્દોષ પરિમલના જવાબો. કનકરાજનો ક્રોધ અને પરિમલને દેશનિકાલની સજા

**પ્ર. ૭મો—હાસ્ય-વિષય:**—લટ્ટુ બનેલા નવાબ. પાનપટ્ટીખાનને–મીસ પ્રમિલા (લવજી લવન્ડર) એ વધુ ચકડોળે ચઢાવવો–પ્રેમ દિવાનો નવાબ.

**પ્ર. ૮મો—કનકપુરનો નદી-કીનારો:**—દેશનિકાલ થયેલ પરિમલનું નિરાશ થતાં આવવું. કલ્પાન્ત. પુષ્પલતાનું આગમન અને આશ્વાસન. પુષ્પલતા પાસે વીરકાન્તની અયોગ્ય માગણીની પરિમલને ખબર. અને વીરકાન્ત તરફ પરિમલનો ધીક્કાર. વીરકાન્તનું આગમન. બન્નેનું વાગ્યુદ્ધ બાદ દ્વંદયુદ્ધ. પરિણામે વીરકાન્તના હાથે પરિમલનું ઘાયલ થવું. પુષ્પલતા અને વીરકાન્તે પરિમલનું મરણ થયું છે એમ સમજવું. પુષ્પલતાએ પરિમલને ઝીલીલેવો. મધુરિનું આગમન અને ટેબ્લો.

---

## અંક બીજો.

**પ્ર. ૧લો-અરણ્યમાં કૃષ્ણ દુર્ગ:**—દેશનિકાલ થયેલો પરિમલ ત્રણ વર્ષ બાદ સાજો થયા પછી, વિનયકાન્તના છુપા વેશમાં ચંદ્રપુર જતાં અતિથી તરીકે દુર્ગમાં હૃદયના શોકમય ઉદ્દ્ગારો. સેનાપતિ વીરકાન્તનું ચંદ્રપુર પ્રતિ વિષ્ટી અર્થે જતાં તેજ દુર્ગમાં અતિથી થવું. દુર્ગપાળ રણમલનો સત્કાર. રણમલ પાસે વીરકાન્તની માર્ગદર્શક આપવાની માંગણી અને વીનયકાન્ત રૂપે પરિમલનું વીરકાન્તના ભોમીયા તરીકે જવું.

**પ્ર. ૨ જો–જંગલમાં વિશ્રામ સ્થાન:**—મધુરિની વીરકાન્તની ચલિત્ વૃત્તિ તરફ શંકા. વીરકાન્તનું આવવું મધુરિની કોલકરાર મુજબ લગ્નની માંગણી. વીરકાન્તનો ઉડાઉ જવાબ. ઉભય વચ્ચે તકરાર અને વીરકાન્તનું ગુસ્સામાં ચાલ્યા જવું. પરિમલનું આવવું અને મધુરિને જોઈને છુપાવું. મધુરિનો પોતાના પ્રેમને આડે આવતી પુષ્પાને દુર કરવાનો વિચાર અને તેનું જયમલ હથીઆર. છુપાયલા પરિમલનો પુષ્પાને બચાવવાનો નિશ્ચય.

**પ્ર. ૩ જો–મીસ પ્રમિલાના વિચારમાં નવાબ:**—લવજી લવન્ડરનું આવવું અને મીસ પ્રમિલાના આશક તરીકે જાહેર થવું. પોતાના હરીફ સાથે નવાબની તકરાર.

**પ્ર. ૪થો–સાધ્વિ–આશ્રમ:**—પરિમલ વિના સંસારને અકારો માનતી પુષ્પાની વિષપાનની તૈયારી. યોગિનીનું આવવું અને આશ્વાસન. બન્ને વચ્ચે સંસારના આધુનિક કલહોપર ચર્ચા. યોગિનીનો યોગ્ય ઉપદેશ. પુષ્પા નિદ્રાવશ. પરિમલનું આગમન. અને સુકુમારી પુષ્પાનો આ દશાપર શોક. બાદ જયમલનો પુષ્પલતાનું ખુન કરવાનો નીચ પ્રયત્ન. પરિમલે અટકાવવો. જયમલ અને પરિમલ વચ્ચે ઝપાઝપી. આખરે જયમલનું માર્યા જવું. યોગિનીનું આગમન અને ટેબ્લો.

**પ્ર. ૫મો–અરણ્યમાં વીરકાન્તનું વિશ્રામ સ્થાન:**—પરિમલનું આગમન અને મધુરિની ઇર્ષ્યાવૃત્તિપર વિચારો. મધુરિ તથા વીરકાન્તનું આગમન. વિનયકાન્ત સાથે વાતચિત. જયમલનો ભેદ ફુટવો. અને વીરકાન્તનું મધુરિને ત્યજી દેવું. મધુરિનું સાધ્વિ આશ્રમપ્રતિ પ્રયાણ.

પ્ર. ૬ઠ્ઠો–હાસ્ય વિષયઃ—ટાઇમ્સ વાંચતી મીસ પ્રમિલા. (લવજી લવન્ડર) નવાબને વધુ બનાવવાનો વિચાર. નવાબનું આવવું અને મીસ પ્રમિલાએ લગ્નની હા પાડી અમુક સરતો બાદ ગોઠવણ કરવી. નવાબ લગ્નની ખુશાલીમાં.

પ્ર. ૭મો–અરણ્યમાં વીરકાન્તનું વિશ્રામ સ્થાનઃ—પરિમલ અને વીરકાન્તનું આવવું. મધુરિના ત્યાગથી શોકાવસ્થામાં વીરકાંત. પરિમલનું સંગીત. બન્નેનું નિંદ્રાધીન થવું. વીરકાન્તનું સ્વપ્ન. સ્વપ્નમાં મધુરિનું ઝેરનો પ્યાલો પીતી આપઘાત કરતી દેખાવું. વીરકાન્તની ઘેલછા અને ટેબ્લો.

## અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧લો–ચંદ્રપુર પાસેનું અરણ્ય—વીરકાન્ત તથા પરિમલનો સંધિ નિષ્ફળ જવા બાબત સંવાદ. ચંદ્રપુરના સેનાપતિ વસંતકેતુ સાથે યોગિની તથા પુષ્પલતાનું આવવું. વસંતકેતુએ યોગિની તથા પુષ્પાને વીરકાન્તને સોંપી સાધ્વી આશ્રમે પહોંચાડવા સૂચવવું.

પ્ર. ૨–હાસ્યવિષય—નવાબ મીસ પ્રમિલાના લગ્નની ખુશાલીમાં. આખરે ભેદ ફુટવો. લવજી લવન્ડરે પોતાનું ખરૂં સ્વરૂપ બતાવી ગુંચવાડાની ગુંચ ઉકેલવી. નવાબનું પસ્તાવું અને હાસ્ય વિષયનો અંત.

પ્ર. ૩–**વીરકાંતનું વિશ્રામ સ્થાન**—મધુરિએ આપેલા પત્રો સંબંધી યોગિનીની ચિંતા અને પરિમલને તે પત્રો વિશ્વાસપાત્ર જાણી સોંપવા વિચાર. પરિમલનું આવવું અને યોગિનીએ પત્રો તેને સોંપવા.

પ્ર. ૪–**યુદ્ધભુમિ પાસેનું અરણ્ય**:—યુદ્ધમાં ઘાયલ થએલો વીરકાન્ત પશ્ચાતાપની પીડામાં. પાણીની તૃષાથી મુર્છાવશ થવું. પુષ્પલતાનું આગમન. મુર્છામાં મધુરિની છાયાને ક્રોધવશ જોવાથી વીરકાન્તનું કલ્પાંત. પુનઃ બેભાનાવસ્થામાં પુષ્પલતાએ તૃષા છીપવી. વીરકાન્તનું કંઈક સાવધ થવું. પુષ્પલતાને મધુરિ સમજવાની ભ્રમણા. પુષ્પલતાનું આશ્વાસન આપી મધુરિના મરણના સમાચારનું વિદિત કરવું. પાપના પશ્ચાતાપ અને વૈર વાસનાથી રિબાતા વીરકાન્તનું મરણ. ટેબ્લો.

પ્ર. ૫–“ **પુષ્પ-પરિમલ** ” પ્રેમી યુગલનું અભિસરણ.

પ્ર. ૬–**કનકપુરનો રાજ્ય દરબાર**:—પરિમલના ખોટા આરોપનું દૂર થવું. વીરકાન્તના મરણ માટે શોક. સેનાપતિપદ પરિમલને આપી—

“ **પુષ્પ-પરિમલ** ”

ના લગ્નની ખુશાલી અને અંતે

**આનંદ આનંદ આનંદ.**

---

# નાટકનાં પાત્રો



રૂપક પાત્રો:— Characters in Marmion.

ધર્મદેવ—
ગુર્જરીદેવી—
રજનીદેવી—
સેવક, સંપ, કર્તવ્ય, પ્રેમ, }—

પુરૂષ પાત્રો:—

**કનકરાજ**— કનકપુરના મહારાજા (Henry VIII).
**વીરકાન્ત**— ,, સેનાપતિ, મધુરીનો બેવફા પ્રિયતમ, (Marmion).
**પરિમલ**— કનકપુરનો એક સરદાર, પુષ્પલતાનો પ્રેમાળ પતિ, નાટ્ય નાયક, (Ralph De Wilton).
**વસંતકેતુ**— ચંદ્રપુરનો જાગીરદાર, (Earl Douglas).
**રણમલ**— કૃષ્ણદુર્ગનો રખેવાળ સરદાર, (Sir Haron).
**જયમલ**— એક ક્ષત્રિય કુલાંગાર.
**નવાબ પાન પટ્ટીખાન**—પોતાને નવાબ તરીકે ઓળખાવતો રખુચક્કર કલબનો પ્રેસીડન્ટ.
**લવજી લવંડર**— નવાબ પાનપટ્ટીખાનને ચકડોળે ચઢાવનાર રખુચક્કર કલબનો એક મેમ્બર,

Characters in Marmion.

**શીવજી**
**વામન** } — રપુચક્કર કલબના મેમ્બરો.

**દગડુ** — નવાબ પાનપટ્ટીખાનનો રમુજી હજુરી.

**સ્ત્રી પાત્રો :—**

**મધુરીમતિ**— પ્રથમ પ્રેમમાં નિરાશ થવાથી સાધ્વિ આશ્રમાશ્રિત્, સંસાર વિરક્ત હોવા છતાં વિરકાન્તની મોહજાળનો શિકાર થએલી સાધ્વિ, (Constance).

**પુષ્પલતા**— એક અમીરબાળા, પરિમલની પ્રીયા, નાટ્ય નાયિકા, (Clara De-clera).

**યોગીની**— સાધ્વિ આશ્રમની અધિષ્ઠાત્રી દેવી, (Abbyess of St. Hilda).

**પ્રમિલા**— લવજી લવંડરે લીધેલી કૃત્રીમ આકૃતિ.

**સ્થળ :—** ગુર્જર પ્રદેશ–કનકપુર, ચંદ્રપુર, આસપાસનો અરણ્ય પ્રદેશ અને રપુચક્કર કલબ.

॥ ॐ तत्सत् ॥

# પ્રારંભ પ્રાર્થના.

—+++ ❀❀ +++—

ધર્મદેવ — શ્રી વિભુ,

હરિ સુખકર, ઇશ નટવર,
ગીરીધર, પ્રેમે વન્દુ;
પ્રસનવદનકર ! પ્રચ્છું યશ,
વિનવું પ્રીતેથી હું પ્રભુ તુજને . શ્રી વિભુ.
તું સકળ જગતારક,
પાળક પભુ,
પ્રણમું પ્રેમે,
સર્વ સૃષ્ટિના,
ૐ સત્ પરમાત્મા..... શ્રી વિભુ.

રજનીદેવી— (૨)

અહા ! જગતની રમણિયલીલા,
ખીલી રહી આ ભભકભરી.
શાન્તિ આ સંસાર બાગે,
દે હૃદયે આનંદ ભારી,

હરતાં, ફરતાં, જગતની કુંજે,
સુગ્ન વિણે કળીઓ પ્યારી,
મોહ જાળમાં મુગ્ધ ફસાયે,
શુષ્ક જ્ઞાનમાં સાર ધરી.—અહા !
ચઢતાં, પડતાં, માનવ બાળો,
માર્ગ જીવનનો દૂર કરી;
સ્વર્ગ સ્થાનને નર્ક બનાવે.
જીવન નાવ નિઃશ્વાસે ભરી.—અહા !

ગુર્જરપુત્રો— (૩)

મધુરૂં એક હૃદયી ગાન, હમો સૌ ગુર્જરી સંતાન,
ભલે જુદાં હમારાં નામ, તો પણ એકમા અભિમાન—મધુરૂં૦
અખિલ આ અંગ આત્માને, નસેનસ રક્તનું બિન્દુ,
બધુ એ ગુર્જરી માનું, અમારૂં એ અચળ સંધાન—મધુરૂં૦
અમારા સ્નેહ અમૃતનો, ઓ માતા તું અમર ઈન્દુ,
તું સેવાથી અમોને આવી મળશે સ્વર્ગનું સન્માન—મધુરૂં૦
જે માએ સ્તન મૂકી પાયું સુધારસ જ્ઞાનનું અભિમાન,
ભલી એ ગુર્જરી માને, અમારા પ્રાણ પણ કુરબાન—મધુરૂં૦

ગુર્જરી દેવી— (૪)

પ્યારા પુત્રો સિધાવો, શોભાવો, સોહાવો.
દેશવાડીમાં કલ્પબીજ વાવો—પ્યારા૦
મતિ એજ એક સાથને, સંગાથ રાખી હાથ,
દેશ નેજો નવખંડમાં ઉડાવો—પ્યારા૦

આશ લતા ફળ દેશે મધુરાં,
અંતર કોડન રહેશે અધુરાં
ધન્ય ધન્ય આશા, નહિ નામમાં નિરાશા,
હિંમત હૈયે ધારો— પ્યારા૦

**મધુરી—** (૫)

મલક, મલક, મુખડું મલકાવે (૨)
મારાંતો મનને ભ્રમિત બનાવે.....મલક.
કાલાવાલા કરાવો શું કાલા,
મુજ સાથે કેમ બોલો ન વ્હાલા,
હાસ્ય તમારૂં ચિત્ત ભ્રમિત બનાવે.... મલક.

(૬)

**મધુરી**—ચાલો, ચાલો મન મ્હેલ વાસી, દાસી ના તલસાવો.
**વીરકાંત**-શાણી સલુણી આવો, આ રંગ શો જમાવ્યો—ચાલો.
**મધુરી**—પ્રેમના પવિત્ર પાઠ, તમને શીખવાડું આજ
**વીરકાંત**-લીલા રસરાજની રંગીલી હો રમાડું રાજ
**મધુરી**—રસબસ બનીને રહેવું, સમજુને શું કહેવું.....ચાલો.

(૭)

**નવાબ—** જરા બેસો મ્હેમાન માન રાખો,
નવાબી પાન ચાખો, ચાખીને ચખાડો...જરા.
**પ્રમિલા—** કામી દિલનો દિલ.વર હવાડો.

**નવાબ—** અરે આ છે પ્રેમીનો અખાડો...જરા.
મન માની, દિવાની, જુવાનીનો માણુવો સાર
પ્યાર, પ્યાર, આપો દિલદાર, પ્રાણુધાર
આવો, શરમાવોને શાને તલસાવો, મુંઝાવો ન યાર
જાન માન, જાન, તન મન કુરબાન
પાન, પાન, પાન લે તું આ નવાબી પાન...જરા.

**પુષ્પલતા—** (૮)

પુષ્પો પ્યારાં (૨)
ન્યારાં ન્યારાં (૨) મકરંદ મ્હેંકે...પુષ્પો.
મકરંદ મ્હેંકે, લલિત ડાળી લ્હેંકે
ક્યારે, ક્યારે, પરિમલ મ્હેંકે....... પુષ્પો.
અલિકુલ ગુંજે, કુંજે-કુંજે
સ્વાદે અમિરસ, પુષ્પને પુંજે.... પુષ્પો.

**પરિમલ—** (૯)

પ્રતિમા પ્રેમની લે લે લતા લજ્જામણીરે,...પ્રતિમા.
અતિશય શાંતિ દાયિનિ,
મધુરસ પ્રેમ પાયિની,
અંગે અંગ કાંતિ કાયિની,
અમુલખ દામનીરે...પ્રતિમા.

મન મંદિર વાસિની,
ઉરે જ્યોતિ પ્રકાશિની,
મિઠું મિઠું મંદ હાસિની,
ભવેભવ કામનીરે...પ્રતિમા.

(૧૦)

પુષ્પા— માનો, માનો, મોહનવર, મનમાન્યા મ્હેમાન
પરિમલ— ભામિની ભુલાવ્યું ભાન...........માનો.
ઉત્તમ આ પુષ્પકળી ખીલી વીકાસે,
આપો ભ્રમરને સન્માન,
રસીકડી! પાવો અમિરસ પાન,
પુષ્પા— ઠગારા! ધુતારા! બોલો છો શું આમ...માનો

મધુરી— (૧૧)

કાન્ત પ્યારા પ્રવાસી! લ્યો પ્રીતીનું પાન,
અમર સ્નેહનું નિશાન,
મોહન માંગો ના માન (૨).....કાન્ત.
આશ પાલવ ભરશો પિયુ, મોતિડે મન નાથ;
કર જોડી વિનવું વિભુ, નિભાવજો પ્રીત સાથ...કાંત.
મારા તન-મન-ઉપવન વનમાળીરે
સાંધો સ્નેહનું સંધાન...મોહન.

**વીરકાંત—** (૧૨)

ખ્વાર કરૂં, સંહાર કરૂં, હેરાન કરૂં, હું દુષ્ટ પાપીને,
ઝેર, વેરને કેર, કારી વરસાવું અમ્જાહું, ઠાર મારીને,
દાવ ખેલું હું, કપટ બાજીનો, છેહ આપીને-

**નવાબ—** (૧૩)

મારી પ્યારી, બનજે પ્રીતેરે, શરમાળ લાડીબાળા,
લેયલે મજનુની જોડીરે, લયલાના કરજે ચાળા,......મારી.
રંગ રાગ ઉડાવશું, મીયાં બીબીની બ્હાર
દીલ દરવાજા ખોલીને તું, કરને મુજથી પ્યાર,......મારી.
મેના પોપટ રંગથી, કરતાં લીલા લ્હેર,
સ્વીકારજે તું દાસને, કરી લયલા દેવી મ્હેર.........મારી.

**પરિમલ—** (૧૪)

નામના નિશાની
પળ એકની મ્હેંમાની..............નામના.
પળ એકની મ્હેંમાની,
અપમાન માન ફાની................નામના.
સ્વાર્થિ આ જગતમાં, ખેલ, ફેલનાજ ફાવે,
નિર્દોષ પંખીડાને, પારધી ફસાવે,
સાચાને આંચ આવે, ફાવે શયતાની........નામના.

પુષ્પલતા— (૧૫)

શુકન કંઈ થાય નહિં સારા,
નયન આવે છે અંધારા,
મલિન વિચાર થતાં મ્હારા,
ઉરે પ્રગટે છે અંગારા......શુકન.
કળી આશાની કરમાતી, પવન પણ ઉષ્ણ છે વાતો,
વળી પક્ષિ તણો કલ્લોલ, અમંગળ આજ સંભળાતો;
પલટતા ભાગ્યના તારા,
વહે છે અશ્રુની ધારા,
અમંગળ થાય ભણકારા,
અરેરે ભાગ્યના વારા.......શુકન.

પુષ્પલતા— (૧૬)

પ્રિતમ તારા વીરહતાપે, કરમાશે આ દેહકળી,
કરમાશે આ દેહકળી,
ધુળમાં જાશે જીવન મળી,........પ્રીતમ,

પરિમલ—

ભાગ્યભાનુનો ઉદય થતાં,
વીખરાશે વિરહ વાદળી.
અશોક જંગલ પિયુ સંગે જાશે નંદનવનમાં ભળી...પ્રીતમ,
રજની શોભે ચંદ્રથી, વાડી વસંત સોહાય,
પ્રિયા પિયુના પાસમાં, વૃક્ષવેલી વિંટળાય-
ખારો પણ પ્યારો ગણે, સરિતા સાગર જેમ
સેવા કરવી સ્વામિની, સતિએ પતિની તેમ,.....પ્રીતમ.

અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

**પરિમલ—** (૧૭)

અવનિના રંગ ભિન્ન જણાયે,
કર્મ કળા નવ કોથી કળાયે......અવનિના.
આજ થયું તે, કાલ શું થાશે,
રંક રાય, ભુપ રંક જણાશે...અવનિના.
પુષ્પ પરાગ ભોગવતો ભ્રમરો,
સાંજ પડે સપડાઈ મરતો......અવનિના.

**મધુરી—** (૧૮)

આ સંસાર કડુ મને લાગે,
ચ્હેન પડે નહિ અશાંતિ જાગે,
સ્વાદ વિનાનું ખારૂં જીવન મુજને ભાસે...આ
પ્રથમે પ્રેમ કરીને રમાડી, ધુર્તે ફસાવી, જાળ બીછાવી,
ભાન ભુલાવી-વિત્ત હરાવી,
પાછળથી મુજ નાવ જીવનનું નાંખ્યું તુફાને...આ.

**નવાબ—** (૧૯)

અરે પાજી (૨)
માપ વંજો અહિંથી, નહિ તો બીસકુટ ઝીલાવું,
કહે માફ કરો, બસ માફ કરો, નહિં તો મુજ જોર ખીલાવું
કલામમેં હજુ કયું આવે.
કાળજા વચ્ચે નહીં ફાવે,
અરે જોઈ તને બદમાશ, ડુક્કર, હું વીરરસતામાં આવું,...અરે—

પુષ્પલતા— (૨૦)

મન મ્હેલનો વાસી, તજી આ દીન દાસી,
ગયો ક્યારે પ્રવાસી, હું તો પ્રેમની પ્યાસી,
મારૂં મન ફટકે, પ્રેમપંથમાં ભટકે,
આવો કોઈ બતાવો, મળો કાંતમણી—મન.
દિન બંધુ દુઃખીઆ તણા અર્જ સુણો મમ આજ
તાર તુટ્યા પછી એ સુરૂં બોલે મારૂં સાજ-
પ્રભુ પ્રિયકાંતને ઉગારો-તમે આશ્રય છો મારો-
મને ડુબતી તારો—મન મહેલનો.

પુષ્પલતા— (૨૧)

કૃષ્ણચંદ્ર કમળાપતિ કાન્ત અમારા (૩)
સચરાચર વિભુ પ્યારા.....કૃષ્ણચંદ્ર.
અજર અમર તું આદિ રહિત છે,
દિનનાં દુઃખ હરનારા..............સચરાચર.
નામે નિરંજન નટવર ન્યારા
રાધાવર રઢીઆળા...........સચરાચર-
શ્રીધર સ્વામિ અમપરે કરૂણાના કરનાર
કીંકરી જાણી કષ્ટને, કાપો સરજન હાર...કૃષ્ણચંદ્ર.

નવાબ— (૨૨)

દિલજાની કંઇ રહેમ નજર રાખો,
નવાબી પ્રેમ જીગરજાન ધારો...દિલજાની.
આજ માશુક હોંસથી કરો નવાબી પ્યાર,
એ માનુની અરજી સ્વીકારો...દિલજાની.

હદ થઇ હવે નહિ સબુરિ મુજ દિલ ધરશે,
મુજ પ્રેમનો સ્વીકાર શાંતિથી ફિકર હરશે,
એ લાવો લટકાળી હર્ષ વારો...દિલજાની.

પરિમલ— (૨૩)

દર્દિ દિલના દુભાવીએ, સનમ કર તું કંઈ રહેમ,
પ્રેમ મસ્ત આલમતણાં, જીવન અકારાં કેમ,
અજબ દર્દિ (૨), દિલનાં દિસે દુનીઆમાં
અજબ દર્દિ......અજબ.
અજબ રંગી, ઈશ્ક રંગી, અજબ રંગી, રંગી,
દિવાના પ્રેમ મસ્તિમાં બને રંગી,
પરવાના, શમા પર જાય, પરવાના, મરે તે ત્યાં
પ્રભુ એ ન્યાય તુજ કેવો, આ દુનીઆમાં.....અજબ.

મધુરી-- (૨૪)

ભરૂંસે ભૂલી, ભરૂંસે ડુલી, આ ઝેર-પ્યાલો પ્રેમનો,
આરામ આપે એ..... ...ભરૂંસે.
સિંધુ આ સંસારનો, મેં તરવા ભીડી હામ
મોહ-ખાડીમાં પડી હું, કર્યું જીવનને નકામ
કરૂણા કરો, દિનને ગૃહો, હું ભાન ભુલી બાળકી,
આધાર તારો છે...ભરૂંસે.
વિભુ દયાળુ, તું હરિ છો, હું છું બાળા રાંક,
ભૂલ ભર્યું આ જીવન ગાળ્યું, શરણે લેજો નાથ...ભરૂંસે.

અંક બીજો સમાપ્ત.

---

# અંક ત્રીજો.

વિરકાંત— (૨૫)

અકળ ગતી વિધિ નિધિ સમ તારી,
પલ પલમાં પલટાવે તરંગો, ભરતિ ઓટ તણી વારી
તુજ ભરોંસે નૌકા ચાલે,
મન જીવડો આશામાં મ્હાલે,
કોટી ઉપાય કરે તો એ, નહિં કળી શકે કૃતિ તારી–અકળ.

નવાબ— (૨૬)

ત્રીવિધિ તાપ દેનારી, કટારિ મોહની કારિ,
ભવભવમાં અંતરમાં સાલે એવી અટારિ મારિ
ફસાયે મુર્ખ જનો મોહાંધ બનીને કામિ વિકારિ
એ.....................ત્રીવિધિ.

સુણતાં રૂડાં બાલુડાં, કરજો રૂડી પ્રીત,
પણ પરનારિ સંગની, તજજો કુડી રીત
ખરી છે જેની બલિહારિ...ત્રીવિધિ.

પરિમલ— (૨૭)

સમયની બલિહારી,
અવનવા પટકુળ તન ધારી,
કૃતી, ગતિ તુજ ન્યારી ન્યારી...સમય.

કરે કટારી છે એ ધારી,

કારી વા પ્યારિ પ્યારિ.....સમય.

વીરકાંત— (૨૮)

જોયો જગતનો મ્હેં કારભાર

જુઠો આ સંસાર સાર...જોયો.

ખાલી અને ખ્યાલી જણાતો સ્વાર્થ મય સંસાર,

મોહ, માયા, મનન મિથ્યા, મન મુસાફિર ધાર સાર...જોયો.

ભૂમિ પરે હું ભાર રૂપ મુજ, એળે ગયો અવતાર,

આખર અમિરોને ફ્કીરો, સાથે સૌ સુનાર ધાર...જોયો.

(૨૯)

પુષ્પા— આનંદ ઉર છાયો, શુભ હર્ષ વાયુ વાયો,

મન ગમતો પામી હું સ્વામી હૈયા હાર...આનંદ.

પરિમલ— શાણી સલુણી તું સદ્‌ગુણની શાળા,

તું બાળા શરમાળ,

મુજ હૃદય મોતિ માળ........આનંદ.

સર્વે— (૩૦)

ઈશ ! દે પરમાનન્દ રસે ભરી,
શાન્તી સ્થાપિને જન હૃદયોમાં સુખ સુધા રૂપ વારી ભરી
જગત જાળ વિચિત્ર જણાયે જીવન નાવ ધકેલાં ખાયે,
અહિં અથડાયે, તહીં અથડાયે, અકળકળા અમથી ન કળે
દે ઈશ ! તું સુખ શાંતિ ભરી.....ઈશ !




પ્રકાશકો:—માણેકલાલ નરોતમદાસ દમણીયા,
(એલ્. ટી. એમ., ઑન. પ્રેસીડંટ ), અને
બાબુભાઇ મંગળદાસ ખાટા, બી. એ., ઑન. સેક્રેટરી.
ઝવેરબાગ, કાલકાદેવી રોડ, મુંબઈ.
પ્રીન્ટર :—મગનલાલ જગજીવનદાસ,
ઠેકાણું:—શ્રી 'સરસ્વતી' પ્રેસ, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ. ૧૮૨૪-૨-૧૭